# દસાતીરમાં સમાવેલી બાબદોનો
# ટુંકુ ઈન્તેખાબ.



આસમાની અને ફારસી ઝબાનમાં
લખાયલી અસલી નામીચી
કેતાબનો ટુંક સાર.



# દસાતીરમાં સમાવેલી બાબદોનો
# ટુંક ઇન્તેખાબ.



આસમાની અને ફારસી ઝબાનમાં
લખાયલી અસલી નામીચી
કેતાબનો ટુંક સાર.



# દસાતીરમાં સમાવેલી બાબદોનો

# ટુંક ઇન્તેખાબ.

## મેહ–આબાદની કેતાબ.

(૧–૯) મઝદની સિફત, જેનો મુખ્ય ભાવાર્થ એ છે કે તે નહિ વર્ણવી શકાય એવો, અણુહદ, આકાર વગરનો, સ્વ–હૈયાત, એકજ, સર્વજ્ઞાની, સર્વવ્યાપક, અને બદીથી મોકળો છે.

(૧૦–૨૬) તેણે સર્વે પેદા કીધું. તેણે પહેલાં બહમન, એટલે ભલાં મનને પેદા કીધું, અને પછી નવ બહેસ્ત પેદા કીધાં, અને દરેક બહેસ્તને બુધ્ધિ, આત્મા, શરીર, અને એક ખાસ નામ આપ્યું. આ બહેશતમાં અસંખ્ય ફરેશ્તાઓ છે. ઘણા સ્થિર તારાઓ છે, જેમાંના દરેકને આત્મા, શરીર, અને બુદ્ધિ છે. તેજ પ્રમાણે દરેક ફરતા તારાને બુદ્ધિ, આત્મા, અને શરીર છે. સેતારા અને બહેસ્ત અસંખ્ય છે.

(૨૭–૩૩) બહેસ્ત ગોળ, સ્વચ્છ અને અમર્ગ છે, અને મરણાધીન ચીજોના સાધારણ ગુણો તેમાં હોતા નથી. તેઓ હંમેશાં ગતીમાં હોય છે. તે અણુદીઠ દુન્યામાં મોત હોતું નથી. આ હેઠળની દુન્યા, ઉપરની દુન્યાના કાણુ હેઠળ છે.

(૩૪–૪૩) પેલી દુન્યાનું સુખ આ દુન્યાના સુખ કરતાં ચઢીયાતું છે. આ દુન્યાનું તમામ સુખ, સૌથી ઉતરતાં બહેસ્તમાં ભોગવવામાં આવતાં સુખ સાથેજ માત્ર સરખાવી શકાય. બહેસ્તમાં સુંદર પરીઓ, દેવીઓ, નોકરો, ખોરાક, પીણાં, પોશાક, તખત વગેરે છે; બહેસ્તનાં સઘળાં રહેવાસીઓને શરીર હોય છે, જેઓને કદી દુઃખ દરદ થતાં નથી, અથવા જેઓ ઘરડાં થતાં નથી.

(૪૪–૬૦) ચંદ્રમાને લગતું બહેશત પેલી દુન્યાને લગતું છે. તે, ઉપરના બધાં બેહેસ્તનો ભંડાર છે, અને તે આ દુન્યા ઉપર પોતાનું બળ વાપરે છે. આ બહેસ્તની હેઠળ ચાર મૂળતત્વો છે કેટલાક જલદીથી મરણ પામે છે, જ્યારે બીજા વધુ વાર ટકે છે. દરેક વસ્તુ ઉપર એક ખાસ ફરેસ્તો મવકકલ છે; દાખલા તરીકે, વરસાદનો ફરેસ્તો, ખણીજ પદાર્થના ફરેસ્તા, ઝાડપાનના ફરેસ્તા, પ્રાણીઓના ફરેસ્તા વગેરે. ખણીજ પદાર્થ, ઝાડપાન, અને પ્રાણીઓ તે ચાર તત્વોનાં ત્રણ બાળકો છે. આમાંના દરેકને આત્મા હોય છે.

(૬૧–૬૯) ઇનસાનને ઇશ્વરે બીજાં પ્રાણીઓ ઉપર શ્રેષ્ટાઇ બક્ષેલી છે. ઇનસાનનો આત્મા એક ફરેસ્તાનો દરજ્જો મેળવી શકે છે. બુધ્ધિની મારફતે તેને આ માટીનાં શરીરમાં દાખલ કરવામાં આવે છે. અગરજો શરીરમાં રહીને તે સદગુણનો અમલ કરે છે, અને નિર્દોષ પ્રાણીઓને ઇજા કરતો નથી, તો તેને "હરતારપ" એટલે ખોદાની ભકિત કરનાર કહે છે. જ્યારે એક "હરતારપ" (સંસ્કીત હરિદાસ) મરણ પામે છે, ત્યારે તે ફરેસ્તાઓની દુન્યામાં પહોંચે છે, અને ખોદાને જુએ છે. જો કે એક માણુસ "હરતારપ" નહિઆ હોય, તો પણ જો તે ડહાપણુ-વાળો હોય, અને બુરાઇના માર્ગથી દૂર રહે, તો તે ફરેસ્તાઓના દરજ્જે પહોંચશે. દરેક જણને પોતાના જ્ઞાન અને કરણીના પ્રમાણમાં બહેસ્ત, અને સેતારાઓમાં રહેઠાણ મળશે. અગરજો તે આ દુન્યામાં પાછો ફરવાને ઇચ્છશે, તો ખોદા તેને રાજા, વજીર, યા એક શ્રીમંત માણુસ બનાવશે. એક માણુસ જેવી કરણી કરશે, તેનો બદલો તેને મળશે.

સુખી આત્માવાળા પેગમ્બર આબાદે (તેની ઉપર અને તેના પાક સાથીઓ ઉપર ખોદાના આશીરવાદ હોજો!) પુછયું: "અએ કૃપાળુ, ઇનસાફી અને પવિત્ર ખોદા! પાદશાહો, રાજકર્તાઓ અને તવંગર લોકો કુટુંબી જાંજાળ અને બીજી ચીંતા અને હેરાનગતીઓને લીધે ઇજા, ગમગીની અને દુ:ખ ખમે છે તેનું કારણ શું? ત્યારે હૈયાતીના સાહેબ, દુન્યાના પાદશાહે જવાબ આપ્યો કે અગર જો કોઇ સુખી હાલતમાં

પણ મેળાયલો હોવા છતાં, ઇજા અને દુઃખ ખમે, તો તેનું કારણ એ કે તેણે આગળા ભવમાં જે શબ્દો ઉચ્ચારેલા હોય, અને જે કાર્યો કીધેલાં હોય, તેનાં બદલામાં તે દીલગીરીમાં ગીરફતાર થયલો હોય છે.

સરેહ–ધારો કે એક શખસ અગાઉ દુષ્ટ હોય, પણ પછી સદગુણનો અમલ કરવાને જહેમત લીધી હોય, અને મરણ પામ્યા પછી બીજાં શરીરમાં દાખલ થયો હોય. આ નવા ભવમાં, ઇચ્છાઓનો બક્ષનાર, ઇનસાફની રૂહે, તેના ગુનાહની સજા ખમવાની તેને ફરજ પાડે છે. કારણકે જો તે યોગ્ય બદલો ન આપે, તો તે ઇનસાફી હોય નહિ.

(૭૦–૭૨) જે કોઇ બુરાઇનો કરનાર હોય છે, તેને પુનર જન્મના કાયદાની રૂએ, મરણ પછી દુઃખી જીંદગી મળે છે, જેમકે, તે દુઃખી શરીર સાથે જન્મે છે, અથવા જનમ પછી શરીરે દુઃખી રહે છે, અથવા તેને કોઇ જાતની ઇજા થાય છે, અથવા તે આપઘાત કરીને મરણ પામે છે, અથવા તેને ઝેરી કે ખાધરાં જનાવરો કરડે છે, અથવા તે કોઇ લાંબી મુદતના દરદથી પીડાય છે, અથવા તો તે ગરીબાઇમાં જીંદગી ગુજારે છે, વગેરે. આ સર્વે, આગળા ભવમાં કીધેલાં પાપનાં ફળ છે. તેજ પ્રમાણે જીંદગીમાં કોઇભી જાતના સુખને, આગળા ભવમાં કીધેલાં ભલા કામનો બદલો ગણવો જોઇએ. માણસોજ નહિ પણ શિકાર કરનારાં પશુઓ, પક્ષીઓ અને ચોપગાં જનાવરો વગેરે આગલા ભવમાં કીધેલાં કામનાં ફળ ભોગવે છે. આગળા ભવના પાપની સજા જ્યાં સુધી તે પાપ ધોવાઇ રહે, ત્યાં સુધી ખમવી જોઇએ, એટલે કે જો એક ભવના પાપની સામટી સજા, એક જનમમાં પુરી ન થાય તો, જ્યાંસુધી તે સજા પુરેપુરી ભોગવવામાં આવે ત્યાંસુધી, એક શખસને તે, પછીના ભવોમાં ભોગવવી પડે છે.

(૭૩–૭૮) નિર્દોષ પ્રાણીઓને મારી નાંખશો નહિ. ઘોડા, બળદ, ઉંટ વગેરે તેઓના આગળા ભવમાં, આદમીઓ હતા. તેઓ ભારબરદારી જાનવરો ઉપર ભારે બોજો ભરતા હતાં, તેના પરિણામમાં તેઓને હવે

બોજો લઈ જવાની ફરજ પાડવામાં આવે છે. જેઓ નિર્દોષ પ્રાણીઓને મારી નાખે છે, અથવા મારે છે, તેઓ જો તેજ ભવમાં સજા ભોગવતા નથી, તો તેઓ પછીના ભવમાં ભોગવે છે. નિર્દોષ પ્રાણીઓને મારી નાખવું યા મારવું, તે અભણ અને નિર્દોષ માણુસોને મારી નાખવા યા મારવા બરાબર છે. જેઓ એમ કરશે, તેઓ ઉપર ઇશ્વરી કોપ ઉતરશે. ખોદાનો ડર રાખો.

(૭૯–૮૦) અગર જો એક ખાધરૂં જનાવર એક નિર્દોષ જનાવરને મારી નાખે, તો તે જનાવરે આગળા ભવમાં મારી નાખેલાં જનાવરોના બદલા તરીકે તેને ગણવું જોઇએ. નુકસાનકારક જાનવરોને મારી નાખવું કાયદા પુર્વક છે, કારણકે તેઓએ આગળા ભવમાં નિર્દોષ જનાવરોને મારી નાખેલાં હતાં. તેટલા માટે નુકસાનકારક જનાવરોને મારી નાખવું સવાબકારક છે, કારણ કે તેઓએ પોતાના આગલા ભવમાં નિર્દોષ જનાવરોને મારી નાખ્યાં હતાં. તેટલા માટે નુકસાનકારક જનાવરોને મારી નાખવું સવાબકારક છે, કારણકે તેમ કરીને આપણે ઇશ્વરી ઇનસાફને પાર ઉતાર્યે છીએ.

(૮૧–૮૬) જાણી જોઇને અભણ રહેતા અને દુષ્ટ માણુસોને, ઝાડપાનમાં પાછો જનમ લેવો પડે છે, અને એ પ્રમાણે સજા ભોગવવી પડે છે. લોભી અને દુષ્ટ માણુસો ખણીજ પદાર્થો અને પત્થરમાં પાછો જનમ લે છે. જ્યારે તેઓની સજાની મુદત પુરી થાય છે, ત્યારે તેઓ ફરીથી માણુસાઇ અવતાર લે છે; તે ભવમાં કીધેલાં કામો તેઓના ભવિષ્યનો અવતાર ઘડે છે. ડહાપણ અને જ્ઞાન ધરાવવા છતાં, જો એક માણુસ પાપી જીંદગી ગુજારે છે, તો તેનાં પાપી કામો, મરણ પછી તેને આગ, બરફ, સાંપ, વિચ્છુ વગેરેના રૂપમાં સજા કરે છે. તે કદી પણ બહેસ્તમાં દાખલ થતો નથી, કે પાછો એક શરીરમાં જનમ લેતો નથી. આ હાલતને દોજખ કહે છે.

(૮૭–૮૮) અપવાસ સાથનું ઇશ્વરી મનન, એક માણુસના આત્માને મરજી પ્રમાણે શરીરમાંથી નિકળી જવાની અને પાછા દાખલ

થવાની શક્તિ આપે છે, અને તેવી હાલતમાં તેને અણુદીઠ શકિતઓની સંગતનો અનુભવ મળે છે. જો એક માણુસ આવી શકિત મેળવીને મરણુ પામે છે, તો તે અણુદીઠ દુન્યામાં, તે હાલતમાં જે સઘળાંને તેને જોયલાં, તેની સોબતમાં, તે જાદુકનો વસવાટ કરે છે, અને ત્યાર પછી તેને પુનર જનમ અથવા દોજખ ભોગવવું પડતું નથી;

(૮૯) બધી દીશાએ ફરીને બંદગી કરી શકાય, પણુ સેતારાઓ અને પ્રકાશીત ચીજોની સામે ઉભા રહીને બંદગી કરવી સૌથી ઉત્તમ છે.

(૯૦) એકજ સ્ત્રી સાથે લગન કરજે, અને બીજાંઓની સ્ત્રીઓ તરફ હવસની નજરે જોતા ના.

(૯૧) દુષ્ટ લોકોને સજા કરજો.

(૯૨) કોલ તોડતા ના, અને જુડા સોગંદ ખાતા ના.

(૯૩) ગુનેહગારને યોગ્ય રીતે સજા કરજો, વધારેબી નહિ, અથવા ઓછીબી નહિ.

(૯૪) દારૂ અને કેફી વસાણુા મધ્યમસર લેજો.

(૯૫) માબાપ વગરના બાળકોની મીલકત, જ્યાંસુધી તે બાળક ઉમરમાં આવે ત્યાંસુધી પ્રમાણીક ડાહ્યા માણુસને સોંપજો, પછી હક-દાર શખસ અથવા શખસોને તે પાછી સપુરદ કરવાની તેની ફરજ છે,

(૯૬) બાપના મરણુ બાદ તેની માલકત ભાઇ બેનોમાં સરખે હીસ્સે વહેંચી આપજો, અને તે મીલકતમાંથી થોડુંક મરનારની વિધવાને આપજો.

(૯૭) નોકરો અને ગરીબોને સુખચેનમાં રાખજો.

(૯૮) ઇનસાનને મરજીનું છુટાપણું છે, અગરજો તે સવાબનાં કામ કરે છે, તો તે બહેસ્તમાં જાય છે; અગર જો તે બુરાં કામ કરે છે, તો તે દોજખમાં જાય છે.

(૯૯) બુરૂં ખોદા તરફથી આવતું નથી, અથવા તો બુરાંને તે ચાહતો નથી.

(૧૦૦–૧૦૧) જેમ ખોરશેદની રોશની તેનેથી કદી છુટી પડતી નથી, તેમ અન્ને દુન્યાની બધી પેદાયશો સદાકાળ ઇશ્વર સાથેજ છે, અને કદી છુટી પડતી નથી.

(૧૦૨–૧૧૭) હેઠળની દુન્યાની ગતી ધીમી છે, અને તે ઝડપથી ફરતા સેતારાઓની સત્તાને આધીન છે. કોઇ સેતારાઓ કોઇ વખતે એક હજાર વર્ષ સુધી એકલી છુટા છુટા સત્તા ચલાવે છે, જ્યારે બીજી વખતે તેઓ બીજા સેતારાઓની સાથે ભાગીદારીમાં સત્તા ચલાવે છે. આ રીતે એક ચકરાવો પુરો કરતાં ઘણાં વર્ષ લાગે છે, પછી નવો ચકરાવો આવે છે, કે જે વખતે હેઠળની દુન્યામાં નવી રચના થાય છે. પહેલા ચકરાવાની બધીજ ચીજો તે પછીના ચકરાવામાં પાછી આવતી નથી, પણ કેટલીક, અથવા તેઓને મળતી બીજી ચીજો રજુ થાય છે. દરેક ચકરાવાને છેડે એક આદમીના જોડકાં શિવાય બધાં માણસો અને પદાર્થો મરણ પામે છે. હાલના ચકરાવાના માણસો મેહ–આબાદ અને તેની સ્ત્રીમાંથી ઉત્પન્ન થયાં છે, કે જેઓજ ફકત આગળા ચકરાવાના આદમીઓમાંથી જીવતાં રહયાં હતાં.

(૧૧૮–૧૨૬) જેઓ મેહ–આબાદની દીન પાળશે, તેઓ ઉપર ખોદા મહેરબાન થશે. તેઓ ઘણાં વર્ષો સુધી દુન્યા ઉપર અમલ ચલાવશે, અને પોતાના ઇનસાફથી તેને સુખમાં રાખશે.

(૧૨૭–૧૪૩) ધર્મને લગતી કેટલીક રીતો, જે હાલના ચકરાવામાં ઉત્પન્ન થવાની હતી, તેની મેહ–આબાદે આગાહી કરી હતી, તેઓ નીચે પ્રમાણે છેઃ—૧) જેઓ આ ખાકી તન તરફ સખતાઇ અને દુઃખો અમલમાં મેળે છે, તેઓનો ધર્મ, તેને 'તપ' અથવા 'હરતાસ્પી' કહે છે; ૨) શરીરને દુઃખ દેખાડયા વગર અને અકકલનીજ રાહબરીથી જેઓ ઇશ્વરને શોધે છે, તેઓનો ધર્મ તેને 'સરદાસ્પી' કહે છે. આ ધર્મમાં જીવદાર કોઇપણ ચીજને ઇજા કરવી ગેરકાયદેસર છે. તે ધર્મ પાળનારાઓ 'પેશરફી (પીશદાદી) હુકમાં' અથવા આગળા

ફીલસુફો, અને 'મસાઇ હુકમા' અથવા પછીના ફીલસુફો કહેવાય છે; ૩) જેઓ ભલું જાણુવા છતાં, જાણીજોઇને બુરાઇ કરે છે, અને નિર્દોષ પ્રાણીઓને મારી નાખીને તેઓનું માસ ખાવું કાયદાપુર્વક ગણે છે, તેઓનો ધર્મ; ૪) તે ધર્મ, જેમાં તપ કરવાનું અને સારી તેમજ બુરી અકકલની ફીલસુફીઓનાં મીશ્ર મતો હોય, જેને 'સ્વોફી' ધર્મ કહે છે. ૫) માણુસોનો એક ચોકસ ટોળો, જેઓ એવું મત ધરાવે છે કે ફરેસ્તાઓને શરીર અને અવયવો હોય છે, અને ખોદાઇ રૂપને શરીર નથી; ૬) એક ચોકસ ટોળો એવો છે કે જે એમ માને છે કે ખોદા માણસાઇ રૂપ ધરાવે છે, તેઓના ધર્મને "તનાઇ ધર્મ" કહે છે; ૭) એક ટોળો એવો છે કે જે એમ જાહેર કરે છે કે ઇશ્વર, ખુદરત અને મન શિવાય બીજું કાંઇ નથી; ૮) એક એવો ધર્મ માનનારાઓનો વર્ગ છે, જેઓ, એક માણુસ નિર્દોષ જનાવરોને મારી નાખે અને હેરાન કરે તોબી તે પેગમ્બર થાય, એમ બનવાજોગ ધારે છે. આ મત મેહ-આબાદીયન મત, જે એમ માને છે કે નિર્દોષ પ્રાણીઓને ઇજા કરવાનું છોડી દીધા વગર, અને પોતા ઉપર દુઃખ પાડયા વગર હદબહાર બંદગી કર્યા વગર, અને તપ કર્યા વગર, કોઇ પણુ ઇશ્વરને પહોંચી શકે નહિ, તેનાથી ઉલટું છે; (૯) માણુસોનો ભોગ આપવાનો ધર્મ. (૧૦) ચોકસ દીનને લગતી રીતો એકેક સાથે લડતા જુદા જુદા ટોળામાં વહેંચાયલી છે. (૧૧) એક ચોકસ ધર્મ, જે અમલ કર્યા વગર, ડહાપણુ શિખવે છે. (૧૨) દીન પાળનારાઓનો એક વર્ગ, જે જ્ઞાનને બીન જરૂરનું ગણે છે, અને દીનનો આંધળો અમલ જરૂરનો ગણે છે. આ ઉપરાંત બીજી ઘણી ધર્મને લગતી રીતો વર્ણવેલી છે, જેનું વર્ણન કરતાં પોઠાઓ ભરાઇ જાય. આ આગાહીમાં મેહ—આબાદના ધર્મને ખરો ધર્મ ગણેલો છે, જેને અસલ ફારસીમાં 'ફરસંદાજ' કહે છે; અને તેજ પ્રમાણે જે ધર્મો, માણુસો ચાર વર્ગમાં વહેંચાયલા છે, એવી બહાલી આપે છે, એટલે કે અથોરનાન, રથેશતાર, વાસ્ત્રીયોશ, અને હુતોક્ષ (જેમકે જરતોસ્તી અને વેદીક), તેને પણુ ખરા ધર્મો ગણેલા છે.

(૧૪૪–૧૫૦) સૌથી નાના પાપથી દૂર રહેજો, કારણકે સહેજ બીમારીમાંથી ભયંકર દરદ થાય છે. ખરાં દીલના પસ્તાવાથી, અને તે પાપ પાછું નહિ કરવાના ઠરાવથી, ઇશ્વર તે પાપ માફ કરે છે.

(૧૫૧–૧૬૦) જે દિવસે એક સેતારો પોતાનો ચકરાવો પુરો કરે, તેને તહેવાર તરીકે પાળજો. ડહાપણવાલા અને ધર્મના આગેવાનો તરફ મિત્રાચારી ભરેલા થજો. એક બાળકના જન્મના દિવસે દસાતીર વાંચીને કાંઇ સખાવત કરજો. મુવેલાં માણુસનાં શરીરનો મોટાં પાણીમાં નીકાલ કરજો, અથવા તેને બાળજો અથવા દાટજો. એક માણુસનાં મરણ પછી પવિત્ર કેતાબ વાંચજો, અને પહરેજગાર લોકોને કંઇક સખાવતમાં આપજો, જેથી તે મુવેલા માણુસના આત્માને સુખ પ્રાપ્ત થાય. ખોદાની નજરમાં, સખાવત કરતાં, વધારે ખુશનુમા કાંઇ નથી. કીધેલાં પાપનો પશ્ચાતાપ કરો. તમારી દીન પાળનારાઓને સારાં કામમાં મદદ કરજો. ચોરે જેટલાની ચોરી કીધી હોય તેનાથી બેવડું તેની પાસે લેજો, અથવા તેને થોડોક વખત કેદમાં રાખજો, અથવા તેને ફટકા મારવા ફરમાવજો, અગરજો તે નહિ સુધરે તો મહોલાઓ અને બજારોમાં રસ્તા ઉપર તેની પાસે હલકું કામ કરાવીને, તેને ખેજાલત લગાડજો.

(૧૬૧) એક વ્યભીચારી માણુસને ચાબકાનો માર મરાવીને અથવા ઉપર પ્રસાણે જાહેર રસ્તા ઉપર કામ કરાવીને ખેજાલત લગાડીને સજા કરજો. અગરજો તે નહિ સુધરે, તો સુનત કરાવજો. એક વ્યભીચાર કરનારી સ્ત્રીને કેદમાં નાંખજો.

(૧૬૨–૧૬૩) ભકિત કરતી વખતે પહેલાં ખોદાની સીફત ગાવી, અને પછી સાત ગ્રહોમાંના એક યા વધુની સામે ભકિતના ચિન્હ તરીકે, તેઓની સામે મોહડું કરીને, સીફત ગાવી.

(૧૬૪–૧૬૬) જે મત એમ શિખવે છે કે સ્વર્ગના રહેનારાઓ આપણા કરતાં વધુ સુખ ભોગવતાં નથી, તે ખોટું છે, કારણ કે ઇનસાનનો આત્મા, જો કે તે ખુદ સ્વર્ગને લગતો છે, તોપણ જ્યાંસુધી તે પોતે તપ કરતો નથી, ત્યાંસુધી તે એવું સુખ મેળવતો નથી.

(૧૬૭) બાકી કાનોથી ઇશ્વરી પ્રગટીકરણ ખુલ્લા સંભળાતા નથી. તેઓ ફરેસ્તાઇ મદદથી અંતઃકરણમાં ઉતરે છે, અથવા તો તપની મારફતે મેળવેલા અસાધારણ બળથી જ્યારે શરીરમાંથી ખેંચી કહાડવામાં આવે છે, ત્યારે આત્મા તેને જોઇ શકે છે.

## ૨—ઝીઆક્રામની કેતાબ.

(૧–૧૨) ઇશ્વરે પહેલાં ઉપરની દુન્યા અને પછી હેઠળની દુન્યા પૈદા કીધી. ઉપરની દુન્યામાં એકેકની ઉપર ફરતાં નવ આસ્માનો છે, નવમું આસ્માન પુર્વથી પશ્ચિમ તરપ ફરે છે, અને હેઠળના આસ્માનોને પશ્ચિમથી પુર્વ તરફ ફેરવે છે. બાર રાશીઓ, મૈષ, વરખ, વગેરે આઠમાં આસમાનમાં આવેલી છે. એની હેઠળ સાત સેતારાઓ અને ગ્રહો નીચલા અનુક્રમે આવેલા છે. સની સૌથી ઉંચે, તેની હેઠળ બ્રહસ્પતી, પછી મંગળ, પછી સુરજ, પછી શુક્ર, પછી બુધ અને છેલ્લો ચંદ્ર, જે સૌથી હેઠળ છે.

(૧૩–૧૫) હેઠળની દુન્યામાં ચાર મૂળ તત્વો નીચલા અનુક્રમે છે— આતશ સૌથી ઉંચા મુલકમાં, તેની હેઠળ હવા, પછી પાણી, અને છેક હેઠળ મટ્ટી. આ ચાર તત્વોના સાથે થવાથી, ત્રણ બાળકો, એટલે કે ખુદરતના ત્રણ મુલકો, ખણીજ પદાર્થ, ઝાડપાન, અને પ્રાણીઓ ઉત્પન્ન થયાં છે.

(૧૬–૧૯) આ ચકરાવાનો પહેલો પેગમ્બર મેહ–આબાદ હતો. તેના વંશજોમાં તેર મહાન માણસો 'આબાદ' એલકાબ સાથના થઇ ગયા, જેઓ તેઓના ફરમાન મુજબ ચાલતા હતા, તેઓ દુન્યાને સારા બંદોબસ્તમાં રાખી શકતા હતા.

(૨૦–૨૬) દુન્યાની હાકમી આબાદીઓના હાથમાં એકસો ઝાડ (૨,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦ વરસ) સુધી રહી હતી. તેઓનો છેલ્લો રાજા નામે આબાદ–આરાદ કરીને હતો. તેણે, કંટાળી જવાથી, અને મનુષ્યોની ગેરવર્તણુક સાંખી નહિ શકવાથી,

આ દુન્યા ત્યાગ કીધી અને કેઠે પણ મળ્યો નહિ. આથી દુન્યામાં ઘણી ઉઠલપાઠલ અને ગેરબંદોબસ્ત ઉત્પન્ન થયો, તેથી થોડાક ભલા લોકોએ આબાદના દીકરા અક્રામને તેના બાપની પછી ગાદીએ આવવા વિનંતિ કીધી. તેજ વખતે તેને તેવીજ મતલબનો ઇશ્વરી હુકમ મળ્યો, જે તેણે બધાં માણુસોને જાહેર કીધો, અને રાજની લગામ પોતાના હાથમાં લીધી.

(૨૭–૬૯) ખોદાનાં નામો અને એલકાબો અસંખ્ય છે. તેઓ-માંના થોડાંકોની વીગત.

(૭૦–૭૧) ઇશ્વરી અવાજ ખાકી કાનને સંભળાતો નથી, પણ માત્ર અંતઃકરણમાં સંભળાવો જોઇએ. બે પવિત્ર કેતાબો છે; એકમાં બંને દુન્યાની પેદાયશોનું વર્ણન આવેલું છે, જેને મહીન-નામા અથવા મહાન કેતાબ કહે છે. બીજીને દસાતીર કહે છે, કે જેમાં મેહ-આબા-દથી તે પાંચમા સાસાન સુધીના મેહઆબાદીયન વંશની પ્રગટ થયલી ચોપડીઓનો સમાવેશ કર્યો છે. તેને 'કહીન-નામા' અથવા નાની કેતાબ કહે છે. સૌથી મહાન પેગમ્બર, તે વિચાર-શકિત છે, જે બધાંનો ખોદાઇ કાસદ છે. ખાકી તનવાળા પેગમ્બરોના કરતાં વિચાર શકિત વધુ ચઢી-યાતી છે. જે સત્રળું ઉપરની દુન્યામાં છે, તે અસલતું અને હંમેશનું છે, કારણ કે તે હંમેશ એકજ હાલતમાં રહે છે. જે સત્રળું હેઠેની દુન્યામાં છે, તે હાલનું અને ક્ષણભંગુર છે, કારણ કે તેમાંની દરેક ચીજ ખાકી રજકણોના જોડાણથી ઉત્પન્ન થાય છે, અને તે રજકણોના છુટા પડવા સાથે તે ગુમ થાય છે. જો કે આ દુન્યાની ચીજો મરણ પામતી અને ગુમ થતી જણાય છે, તોપણ જે મૂળ તત્વોની તે બનેલી છે, તે મરણ પામતા નથી; કારણ કે તેઓ ઘણી અસલની અને હંમેશ સુધી રહે એવી છે. આત્માઓ પણ, જેઓ ખાકી શરી-રમાં સમાવવામાં આવે છે, તેઓ ઘણા અસલના અને હંમેશ સુધી રહે એવા છે, કારણ કે તેઓ કદી પણ ભાંગીને ભુકો થતા નથી. ચઢતી દુન્યા આપણું જાહુકનું રહેઠાણ છે. આ હેઠળની

દુન્યા, એક વેપારી બજારના જેવી કામ ચલાઉ છે, જેમાં આપણે વેપાર અર્થે આવ્યા છીયે, જે વેપાર આપણે નફાકારક રીતે યા ખોટે કર્યે. બીજા શબ્દોમાં કહીયે તો, આપણાં ભલાં યા બુરાં કામો પ્રમાણે આપણને આખરે બદલો મળશે.

(૭૨–૮૧) નીચલી બાબદો જાણુવાની અને સમજવાની સઘળાંની ફરજ છે. (૧) આ દુન્યા, (૨) આ દુન્યાનાં લોકો, (૩) છુટાપણું ભોગવતા લોકો, (૪) છુટાપણું નહિ ભોગવતાં લોકો, (૫) બુદ્ધિ, (૬) આત્મા, (૭) આકાશ, (૮) સેતારાઓ, (૯) ચાર મૂળતત્વો, (૧૦) આ ચાર મુળતત્વોના ગુણ, ખાસીયત અને રૂપ. (૧૧) વાદળાં, વરસાદ, વગેરે જેવા ખુદરતી દેખાવો, (૧૨) ખણીજ પદાર્થો, ઝાડપાન, અને પ્રાણીઓ, (૧૩) સદગુણ અને દુર્ગુણ, (૧૪) ન્યાય અને અન્યાય, (૧ ) નેકીનો બદલો અને પાપની સજા, (૧૬) બહેસ્ત અને દોજખ, (૧૭) ખુબીઓ અને ખામીઓ, (૧૮) મહેરબાની અને જુલમ, (૧૯) પેગમ્બરની પછી આવનાર.

## ૩—શાએકલીવની કેતાબ.

જેમ મેહ–આબાદના વંશજોને આબાદીયન કહેતા હતા, તેમ ઝી–અફ્રામના વંશજોને ઝીઆન કરીને કહેતા હતા. છેલ્લો 'ઝી' આલાદ હતોઃ ઝી વંશે, એક અસ્પાર (૧૦૦૦,૦૦૦,૦૦૦ વરશ) સુધી રાજ કર્યું. જ્યારે, જે સંજોગ હેઠળ આબાદ આરાદે દુન્યા ત્યાગ કીધી હતી, તેજ સંજોગ હેઠળ ઝી–આલાદે દુન્યા ત્યાગ કીધી, ત્યારે તેના દીકરા કલીવને ખોદાઈ ફરમાન મળવાથી શાએનો એલકાબ ધારણ કરીને, જેમ ઝી–અફ્રામ અગાઉ રાજા થયો હતો, તેમ રાજા થયો.

(૧–૭૫) ખોદાની બુલંદ સીફતો, અને ઘણા ચઢીયાતા પ્રકારની બંદગીઓ.

(૭૬–૮૦) મેહ–આબાદીયન દીનનો દરેક પેગમ્બર આગળા પેગમ્બરોના શિક્ષણને ટેકો આપે છે, અને તેને રદ કરતો નથી.

## ૪—યાસાનની કેતાબ.

શાએઆન વંશે દુન્યા ઉપર એક 'સમાર' (૧૦૦૦,૦૦૦૦ વર્ષ) સુધી હકુમત ચલાવી. તે વંશનો છેલ્લો, શાએ-મહેબુલ હતો, જેણે પોતાની આગમજ થઇ ગયલા 'આબાદ-આરાદ' અને 'ઝીઆલાદ'ની માફક દુન્યા ત્યાગ કીધી હતી. તે પછી તેવાજ બનાવો બન્યા, અને મેહબુલના દીકરા યાસાનને ખોદાઇ કેતાબ, અને લોકો ઉપર રાજ્ય ચલાવવાનું ફરમાન મળવાથી, રાજા થયો.

(૧—૩૧) શાએ-કલીવ કેતાબમાં આપેલી ખોદાતાલાની બુલંદ સિફતો અને બંદગીને મળતી આવતી સિફતો અને બંદગીઓ.

(૩૨—૪૦) ખોદાને પીછાણવો ઇનસાનની શકિત ઉપરાંત છે. તોપણ ખોદાનું વર્ણન કરતાં તે તેના નામો દે છે, જે માત્ર, ભાષાની મદદથી પોતાના વિચારો જાહેર કરવાની એક કોશેશ છે.

(૪૧—૪) ફરેસ્તાઓ અસંખ્ય છે. તેઓ સઘળા બહમન, કે જે પેદાયશોમાં પહેલો છે, તેના હાથ તળે છે. ફરેસ્તાઓ પછી, બહેસ્ત, આત્મા, શરીર, સેતારા, અને બન્ને દુન્યાની સઘળી પેદાયશો એક પછી એક પેદા કરવામાં આવી હતી.

(૪૫) મેહ-આબાદના ધર્મ પાળનારાઓનેજ મુકિત મળે છે.

(૪૬) બહેસ્ત તેમજ દોજખમાં રહેનારાઓ પોત પોતાની જગ્યામાં હમેશ સુધી રહેશે.

(૪૭—૫૨) પાકીજગી બે પ્રકારની છે, મનને લગતી અને શારિરીક. મનને લગતી પાકીજગી, આપણા ખવાસમાંથી સઘળા બુરા ગુણો કહાડી નાખવામાં સમાયલી છે. શારિરીક પાકીજગી શરીર ઉપરથી બધી અસ્વચ્છતા ધોઇ કહાડવામાં સમાયલી છે. દસાતીરમાં ભલામણ કરવામાં આવેલા સ્વચ્છતાનાં સાધણો, સ્વચ્છ પાણી, ગુલાબજળ, અને એવીજ બીજી સ્વચ્છ કરવાની ચીજો છે. દરેક માનવી અને જનાવરે માથાંથી તે પગ સુધી નહાવું જોઇએ.

(૫૩) જો આખાં શરીરે નાહવાનું નહિ બને તો ચહેરો, હાથ, પગ માત્ર ધોવા જોઇએ, જે એક નાના પ્રકારનું નહાવું છે.

(૫૪) જ્યારે માથાંથી તે પગ સુધી નાહવાનું, અથવા નાના પ્રકારનું નાહવાનું નહિ બની શકે એવું હોય, ત્યારે પોતે નાહ્યો હોય એવો મનમાં ખ્યાલ લઇ જવો જોઇએ.

(૫૫–૬૦) એ પ્રમાણે શરીરને સ્વચ્છ કર્યા પછી, સેતારા, આતશ વગેરે ખુદરતી રોશની તરફ મહોડું કરીને ભણવું જોઇએ. પહેલાં તેણે ખોદાની બંદગી કરવી જોઇએ, અને પછી ખુદરતની રોશની અને તે ઉપરના મવકકલ ફરેસ્તાની સિફત ગાવી જોઇએ. એમ સિફત ગાવાથી આપણી બંદગી ખોદાને પહોંચે છે. બદગી, એક ધર્મની બાગ્દદમાં સારી રીતે પુરવીણ પહરેજગાર માણસની આગેવાની હેઠળ કરવી જોઇએ, અને બીજાઓએ એકત્ર થઇને તે ભણાવે તેમ ભણવું જોઇએ. વળી બંદગી નહિ કરતા હોઇએ, ત્યારેબી સેતારા, આતશ અને બીજી ખુદરતી રોશનીઓ તરફ નમવું જોઇએ. દહાડામાં ચાર વાર બંદગી કરવી જોઇએ, તેમ નહિ બને તો ત્રણવાર, યા તો બે વાર, નહિતો એક વાર તો જરૂર. બંદગી કરતી વખતે પગે પડવાની ઘણી રીતો છે, સાધારણ સલામ કરવાથી, છાતી સુધી માથું વાંકું કરવાથી, ઘુટણીએ પડવાથી, જમીન ઉપર કપાળ ઘસવાથી, તે, જમીન ઉપર તમામ ઉંધા સુઇ જવા સુધી છે. રોજની બંદગી કરવાના ચાર વખતો છે. (૧) પરોઢીએથી તે સુરજ ઉગે ત્યાં સુધી. (૨) બપોરે. (૩) સુરજ આથમે ત્યારે. (૪) મધરાતે. અગરજો બધી વખતે, યા ઉપર કહેલા વખતોમાંના કેટલાક વખતે બંદગી નહિ થઇ શકતી હોય, તો સહવારની બંદગી ભુલવી ન જોઇએ.

(૬૧) ચાર ખુદરતી મૂળ તત્વોને માન આપવું જોઇએ, અને અસ્વચ્છતાથી બગાડવા નહિ જોઇએ. આતશ ઉપર સુકું જ બળતણ સુકવું જોઇએ. આગ લાગે તે વખતે બુજાવવા સિવાય તેને કદી બુજાવવો નહિ, આગ લાગે ત્યારે પાણી નાખીને તેને બુજાવવો. નદી, કુવા અને બીજાં સ્વચ્છ પાણીના મૂળોમાં કચરો અને બીજી અસ્વચ્છ ચીજો

નાખીને, તેઓને બગાડવાં નહિ. હવામાંથી દુર્ગંધ દૂર કરીને તેને સ્વચ્છ કરવી જોઇએ. જમીનને ખરાબ કરવી નહિ. મુતરડી અલાહેદી રાખવી જોઇએ.

(૬૨–૬૪) ગયોમર્સના જનમવાની આગાહી કીધેલી છે. એક પેગમબર તરીકેના તેના મોટા મરતબાને લીધે તેને માણુસ જાતનો પેગમબર કહ્યો છે.

## ૫. ગયોમર્સ (ગયોમર્દ) અથવા ગેલશાહની કેતાબ.

યાસાન વંશનું રાજ્ય ૯૯ સલામ (૯,૯૦૦,૦૦૦ વરસ) સુધી ટકયું હતું. તેનો છેલ્લો રાજા યાસાન અજામ, જે ગયોમર્દનો બાપ હતો, તે હતો. તે પણુ તેની આગમજ થઇ ગયલા રાજાઓની માફક, માણુસજાતનાં દુષ્ટ કામોને લીધે, તેઓની વચ્ચેથી નિકળી ગયો, અને તેઓ તરતજ ધિકકારમાં આવી પડયા. શિકાર કરનારાં હેવાનોની માફક તેઓએ એક બીજાને મારી નાખ્યા, અને ઘરો અને શહેરોનો નાશ કીધો, અને જંગલોમાં રખડવા લાગ્યા. જેથી ગયોમર્દ તેમને, જેમ એક બાપ પોતાના બગડેલાં બચ્ચાંને સુધારે છે, તેમ તે જંગલી હાલતમાંથી સુધારવા લાગ્યો. એજ કારણુસર ગયોમર્દને માનવીનો પીતા કહ્યો છે. જેઓને તે સુધારી નહિ શકયો, તેઓ જંગલી રહયા. તેઓ તેટલા માટે દેવો કહેવાવા લાગ્યા. આ દેવ અથવા જંગલી લોકોએજ ગયોમર્દના દીકરા સીયામકને મારી નાખ્યો.

(૧–૭) ગયોમર્દ સનીનો પુજારી હતો.

(૮–૩૨) સનીની સિફ્તો. ખોદાએ તેને બક્ષેલી શક્તિથી સની ચોકસ ચીજોને પેદા કરવાને, અને તેની ઉપર કાબુ રાખવાને શક્તિવાન છે. ઇશ્વરી નુરનો થોડોક અંશ તેને બક્ષવામાં આવ્યો છે. તે ચાલુ ગતીમાં છે. તેનું રહેઠાણુ સાતમાં બહેસ્તમાં છે.

(૩૩–૬૭) ગયોમર્દ, ચાર માતા, એટલે ચાર ખુદરતી મૂળતત્વો અને તેઓનાં બાળકો, ખણીજ પદાર્થો, ઝાડપાન, અને પ્રાણીઓ ઉપર કાબુ રાખી શકતો હતો.

## ૬. સિયામકની કેતાબ.

(૧-૪) સીયામક બ્રહસ્પતીનો પુજારી હતો.

(૫-૪૬) બ્રહસ્પતી, જેનું રહેઠાણ છઠ્ઠા બેહસ્તમાં છે, તેની સિફ્તો.

(૪૭-૪૮) જેમ એક માણુસ શરીર ઉપરથી પોતાનું પહેરણુ કહાડીને, દહાડામાં કેટલીક વાર પાછું પહેરે, તેમ સીયામકનો આત્મા શરિરમાંથી નિકળી જઈને, બહેસ્તમાં જઈને પાછો શરિરમાં, દહાડામાં કેટલીક વાર દાખલ થતો હતો.

## ૭—હોશંગની કેતાબ.

(૧-૭) હોશંગ મંગળનો પુજારી હતો.

(૮-૩૩) મંગળ, જેનું રહેઠાણ પાંચમા બહેસ્તમાં છે, તેની સિફ્તો.

## તેહમુરસ્પની કેતાબ.

(૧-૫) તેહમુરસ્પ ખોરશેદનો પુજારી હતો.

(૬-૫૩) ખોરશેદ, જેનું રહેઠાણ ચોઠાં બહેસ્તમાં છે, તેની સિફ્તો.

## ૯—જમશેદની કેતાબ.

(૧-૪) જમશેદ શુક્રનો પુજારી હતો.

(૧૫-૪૫) શુક્ર, જેનું રહેઠાણ ત્રીજા બહેશતમાં છે, તેની સિફ્તો.

(૪૬-૫૮) બાકી ઇન્દ્રીઓથી ઇશ્વરની હૈયાતી જોવાઇ શકાતી નથી. તે બેજ રીતે માની શકાય:—પેગમ્બરો અને ડાહ્યા અને વિદ્વાન માણુસોના સખુનો ઉપર ભરોસો મુકીને અને અકકલની તર્કસિદ્ધ સાબેતીઓથી. ડાહ્યા અને વિદ્વાન માણુસોના શબ્દો કાયમની સાબેતી દેખાડીને, સંપૂર્ણ રીતે આપણાં મનની ખાતરી કરે છે. જેમ એક જન્મથી આંધળો માણુસ રંગ પારખી શકતો નથી, પણ તેઓના જુદા જુદા પ્રકાર વિષે, જે બીજાઓ કહે, તેની ઉપર તેને આધાર રાખવો પડે છે, તેમ ઇશ્વરી અંશ વિષેના પેગમ્બરો અને ડાહ્યા અને પવિત્ર ઉસ્તાદોના શબ્દો ઉપર સંસારી માણુસે ભરોસો રાખવો જોઇએ. જેમ એક આંધળા માણુસની આંખ

દૈવયોગે એક ચાલાક નેત્રવૈદથી ઉંઘડે, અને પછી તે તરેહવાર રંગો જોઇ શકે છે, તેમ એક સંસારી માણસ, તપ કરવા વિષેના પેગમ્બર અને પવિત્ર માણુસોનાં શિક્ષણ પ્રમાણે ચાલવાથી, ખુદ ઇશ્વરી અંશને જોવાને શક્તિવાન થાય છે. વળી વિદ્વાન ફરમાન આપનારાઓએ ખેંચેલા અકકલમંદ સાર ઉપરથી, જેમ કે નજરે પડતી પેદાશ ઉપરથી તેના અણદીઠ પેદા કરનારની હૈયાતી વિષે અનુમાન કરવાથી અને એવાજ બીજા સાર ઉપરથી ઇશ્વરી અંશ ખુલ્લી રીતે સમજ પડે છે.

બહારની દુન્યાને લગતું ખ્યાલી મત. જે આખી દુન્યાને એક એવા આદમી થવાને શિખવે છે, જેના શરીરને માટે નવમું બહેસ્ત હોય, આત્માને માટે રવાનગર્દ (આત્માનું રેહઠાણ—અરબીક 'આલમ મલકુત') હોય, બુદ્ધિને માટે હૉરટીગર્દ (બુદ્ધિનું રેહઠાણ) હોય, પોતાની ચામડીને માટે ઉંચેનું આકાશ, પોતાની તલ્લીને માટે સની, પોતાના કલેજાંને બહસ્પતી, પોતાના પીત્તાને માટે મંગળ, પોતાનાં અંતઃકરણને માટે સુર્ય, પોતાના પેટને માટે શુક્ર, પોતાના ભેજાંને માટે બુધ, પોતાના ફેફસાંને માટે ચંદ્ર, પોતાની ઘોરી અને નાની નસોને માટે સેતારા અને રાશીઓ, પોતાની ગરમીને માટે દુન્યાનો આતશ, પોતાના દમને માટે વાતાવરણ, પોતાના પરસેવાને માટે પાણી, પોતાના પગની ધુળને માટે મટોડી, પોતાના હસવાને માટે વિજળી, પોતાના અવાજને માટે ગર્જના, પોતાના આંસુને માટે વરસાદ, પોતાના શરીરમાંના જીવડાઓને માટે અણીજ પદાર્થ, ઝાડપાન અને પ્રાણીઓ હોય, એ જમશેદની આ કેતાબમાં આપેલું છે. સૃષ્ટિને લગતા આદમીના આ ખ્યાલી વર્ણન પછી, ઇનસાનને નીચલી લીટીમાં શીખામણ આપવામાં આવી છેઃ—અએ માનવી! તને છાજતું નથી કે તું એક માત્ર જીવડો રહીને સંતોષ પામે, પણ આત્માનો સૌથી બુલંદ દરજ્જો મેળવવાને માટે તારાથી બનતું કરજે.

(૫૯—૬૮) બહારની દુન્યાને લગતાં આ મત પછી બીજું સિદ્ધાંત આવે છે. તે એમ શિખવે છે કે આ દુન્યા, ખોદાનો, આરસીમાં પડે છે, તેવો એક પડછાયો છે. દુન્યામાં એવું કાંઇ નથી કે જે ઇશ્વરી અંશની

રોશનીનું કિરણ ન હોય. બધી ચીજો, જાણે કે તેઓ ઉપર વરસાદનું ઝાપટું છાંટયું હોય, તેમ તેઓ ઉપર ઇશ્વરી રોશની છાંટવાથી હૈયાતીમાં આવી. ઇશ્વરી રોશનીના માત્ર એક ચમકારાથી બન્ને દુન્યા થઇ. હેઠળની દુન્યામાં છે, તેમ ઉપરની દુન્યામાં વખત અને જગ્યા સ્પર્શ નથી. ઇશ્વરી સુરજના પડછાયાથી આ બન્ને દુન્યા હસ્તીમાં છે. ઇશ્વર બન્ને દુન્યામાં છે. ફક્ત ડાહ્યાઓજ સમજે છે કે સઘળું એક ખોદામાં છે, અને એક ખોદા બધામાં છે. ખોદા તેની પેદા કરેલી ચીજોથી જુદો નથી. જેઓ એવું મત ધરાવે છે કે ઇશ્વર પેદા કરેલી ચીજોથી જુદો છે, તેઓ ભુલ કરે છે. વળી સઘળી પેદા કરેલી ચીજો તે ખોદા પોતેજ છે, અને પેદા કરેલી ચીજ જેવું કાંઇ નથી, એવા અર્થ ધરાવનારૂ વિચિત્ર મત ખોટું છે. ખરૂં મત તો તેઓનું છે, કે જેઓ મજબુતીથી કહે છે કે ખોદા, જો કે તે કાંઇ પેદા કીધેલી ચીજો ખુદ નથી, પણ તેઓમાં હાજર છે. આ જમશેદનું પણ મત હતું.

( ૬૯–૭૩ ) ખોદાને શારિરીક આંખે જોવાઇ શકાતો નથી, તેને માટે મનન કરતી આંખો જોઇએ છે, જે કોઇ, જે ચીજો દેખાય છે, તેની મારફતે ખોદાને જોઇ શકતો નથી, તે જન્મે એક આંધળા જેવો છે.

( ૭૪-૭૯ ) ઇશ્વરને પહોંચવાની પ્રવિણ માણુસોની રીત, તે એક મીંડા આગળથી એક કુંડાળું દોરવાનું શરૂ કરીને તે મીંડાં આગળ પાછું આવવાની રીત જેવું છે. બીજા શબ્દોમાં કહીયે તો ખોદાથી શરૂઆત કરીને, તેની આગળ સેવટે આવવું છે. આ જમશેદ અને તેના ચેલાની રીત હતી. ખુદાને પહોંચવાની રીતો અસંખ્ય છે, તમામ માણુસજાતના દમ કરતાં પણ વધારે છે. જે પોતાને નહિ ઓળખે, તે ખોદાને કેમ ઓળખે? પોતાને ઓળખવું, તે ખોદાને ઓળખવા બરાબર છે.

( ૮૦–૮૨ ) એક માણુસ જેટલું પોતાથી બને તેટલું સમજી શકે. ખોદા બેઉ અગુદીઠ અને જાહેર છે. દુન્યા તે તમામ માનવી,

અને માનવી દુન્યાનો નમુનો છે. ખોદાનું શરીર તે આકાશ, તેનું માથું, છાતી, પેટ, હાથ, પગ, જે તેના સાત મુખ્ય અવયવો છે, તે સાત ગ્રહો છે. તેના ચાર પ્રવાહી લોહી, પીતો, બલગમ અને કાળો પીતો, તે ચાર ખુદરતી મૂળ તત્વો આતશ, પાણી, હવા અને મટ્ટી છે.

## ૧૦. ફરેદુનની કેતાબ.

( ૧–૬ ) ફરેદુન પવિત્ર મંત્ર અને જાદુમાં પ્રવિણ હતો.

( ૭ ) ફરેદુન બુધનો ભક્ત હતો.

( ૮–૩૭ ) બુધની સિફતો.

( ૩૮–૪૨ ) જેઓ જમશેદને માટે ભુંડું બોલે છે, તેઓ ભુલ કરે છે.

## ૧૧. મીનોચહેરની કેતાબ.

( ૧–૪ ) મીનોચહેર ચંદ્રનો પુજારી હતો.

( ૫–૨૪ ) ચંદ્રની સિફતો.

## ૧૨. કએખુશરૂની કેતાબ.

( ૧–૧૬ ) કએખુશરૂ એક 'હિરસી' હતો, એટલે કે, તે એક એવો માણસ હતો, જેને સ્રીઓ સાથે સમાગમ નહતો, તો જોકે તેનામાં વીર્ય હતું. તેના જનાનખાનામાં ચાર ખુબસુરત બાઇઓ હતી, જે સઘળી તેના ગુસ્સા ઉપરના કાબુને લીધે કુમારીકા તરીકે મરણ પામી. આ તેની વર્તણુકની દસાતીરમાં ઘણી તારીફ કરવામાં આવી છે.

(૧૭–૧૯) શરીરની પાંચ ઇંદ્રિઓ બાકી ફરેસ્તાઓ છે. તેઓને રવાનની સેવામાં મેળવામાં આવ્યા છે, જે રવાન શરીરમાં રાજા જેવું છે.

(૨૦) કએખુશરૂ બધાં જ્ઞાનમાં પ્રવિણ હતો, અને તેનાં કાર્યો પવિત્ર હતાં.

( ૨૧–૨૮ ) કએખુશરૂએ જરતોસ્તના આવવા વિષે, અને વળી તેની કેતાબ, જે મંત્ર સાથની અને મંત્ર વગરની, તે વિષે આગાહી કીધી હતી.

## ૧૩. જરતોસ્તની કેતાબ.

(૧–૯) ઇશ્વરી ફરમાનો જરતોસ્તને ત્રણ રીતે જણાવવામાં આવ્યાં હતાં, ૧) સ્વપ્નામાં, ૨) સહેજ ઉંઘતી હાલતમાં, અને ૩) જાગતી હાલતમાં.

(૧૦–૧૮) જરતોસ્તની કિતાબમાં બે જાતના શબ્દો છે, એટલે, મંત્ર સાથના અને મંત્ર વગરના. દસાતીરનો ધર્મ જરતોસ્તના ધર્મને મળતો છે.

(૧૯–૨૪) ગુશ્તાસ્પ ઉપર ઇશ્વરી બખશેશ ઉતરવાથી, તેને ચાર બખશેશો મળી. ૧) જરતોસ્ત જેવો મિત્ર, ૨) તેના દીકરા અસ્પંદીયાર જેવો એક બહાદુર સપેહસાલાર અને દીન ફેલાવનાર, ૩) જામાસ્પ જેવો એક ડાહયો વજીર, ૪) અને ઇરાન જેવું એક આબાદ રાજ્ય.

(૨૫–૪૦) ખોદાને જરતોસ્તે પુછવાથી, તેણે જવાબ આપ્યો, કે બધી હૈયાતીનો અંશ તે એક હતો, અને જેમ એક નુરમંદ ચીજમાંથી રોશની નીકળે, તેમ તેનામાંથી બાકીની બધી ચીજો નીકળી હતી. પહેલાં બુદ્ધિ, પછી બીજી બુદ્ધિઓ, આત્મા, શરીર, આકાશ, ચાર કુદરતી મુળતત્વો, અને તેઓનાં ત્રણ બાળકો—ખણીજ પદાર્થ, ઝાડપાન, અને પ્રાણીઓ. જેવી કાંઇ પૃથ્વી ઉપર છે, તે જે કાંઇ બહેશતમાં છે, તેને મળતું, અને તેનો ઓળો છે. જ્યાંસુધી રોશની રહે છે, ત્યાંસુધી ઓળો રહે છે, પણ તે રોશનીના જતા રહેવા પછી, તે બાકી ચીજ મરણ પામે છે, અને ગુમ થાય છે. વળી તે રોશની, તેને પેલે પારની રોશનીનો ઓળો છે, અને તે વળી તેની પેલી પારની રોશનીનો ઓળો છે, અને એમ જ્યાંસુધી તે એક ખોદાને પહોંચાય ત્યાંસુધી હોય છે. તે એક (ખોદા) તે રોશનીઓની રોશની અને તેમાંથી ઓળાઓ. આ પ્રમાણે તે એક રોશની ફેલાયલી છે તેનો પડછાયો સૃષ્ટિમાં દરેક ઠેકાણે છે.

(૪૧–૫૪) ગ્રીક ફિલસુફોના આડત્યા તુત્યાનસે જરતોસ્તને પુછેલા સવાલોના જવાબમાં, તે કહે છે કે લોકોને, તેઓને જરૂરના કાયદા કાનુનો આપવાને માટે, પેગમ્બરોનું આવવું અવશ્યનું છે. તે કાયદાઓ ખોદા તરફથી તેને જાહેર થયલા હોવા જોઇએ. એક પેગમ્બર સાચો છે, તેની ગવાહીને માટે, તે એવો હોવો જોઇએ કે જે બીજાઓ નહિ જાણતા હોય તે તે જાણે, જે બીજાઓના મનમાં હોય, તે, તે જાહેર કરી શકે, જે, તેને પુછેલા દરેક સવાલનો જવાબ આપી શકે, અને છેલ્લું, જે મોજેજા કરી શકે.

(૫૫–૫૮) દસાતીર પ્રમાણે જરતોશ્તે ગુસ્તાસ્પની ઓલાદમાં સીકંદરના જનમ પામવાની અને જ્ઞાનને માટેના તેના ચાહની આગાહી કીધી હતી. દસાતીરમાં જરથોશ્ત સીકંદરની તારીફ કરતો, અને નહિ કે તેને ધિક્કારતો જણાવ્યો છે.

(૫૯–૬૧) દસાતીર કહે છે કે જ્યારે સીકંદર ઇરાની શાહજાદી, રોકસાના સાથે પરણ્યો, ત્યારે તેણીએ ઇરાનના વડા ધર્મગુરૂ જોડે તેને એક મહોરબંધ કેતાબ ભેટ આપી, અને કહ્યું કે તે કેતાબ તેઓને પેઢી દર પેઢી વારસામાં મળેલી છે, અને તેને તે આપવાનું, અને જરથોશ્તની કેતાબ પછી તેને બીજી જગા આપવાનું, તેઓને ફરમાન હતું. અને સીકંદરે તે ચોપડી કબુલ રાખી, અને મેહ–આબાદની દીનની તારીફ કીધી, અને વડા ધર્મગુરૂઓને આપેલાં તેના ફરમાનથી તે કેતાબને દસાતીરમાં દાખલ કરવામાં આવી. સીકંદરે વળી બધી ઇરાની કેતાબોનો ગ્રીક ભાષામાં તરજુમો કરવા ફરમાવ્યું, જે સીકંદરના ઉસ્તાદ ઍરિસ્ટોટલે કરવાથી તે સર્વેથી મોટો ફિલસુફ તરીકે ગણાવા લાગ્યો.

(૬૨) જરતોસ્ત સાથની તુતીયાનસની તકરાર પુરી થવા પછી તુતીયાનસે જરતોસ્તનો ધર્મ કબુલ કીધો, અને તેને પોતાના મુલકમાં ખંતથી ફેલાવ્યો.

(૬૩–૬૪) તેજ પ્રમાણે હિંદુસ્તાનના ચંગ્રંગાચે આ ધર્મ કબુલ કર્યો, અને તેણે પોતાના મુલકમાં ફેલાવ્યો.

( ૬૫–૭૬ ) બાયાસ સાથની પોતાની તકરારમાં જરતોસ્તે આ પ્રમાણે જાહેર કરેલું જણાવવામાં આવ્યું છેઃ—

"પહેલી હૈયાતી સીધી ખોદા તરફથી થઇ, અને તેણે પોતાની વારીએ બીજાને હૈયાતી આપી, પછી બીજાએ ત્રીજાને, અને એ પ્રમાણે આગળ ચાલ્યું. આ પ્રમાણે સઘળાં પ્રાણીઓએ, પોતાની ઉપરના પ્રાણીના વચ્ચે પડવાથી અને તેની મદદથી આડકતરી રીતે પોતાની હૈયાતી મેળવી. તોપણ એનો એવો અર્થ નથી થતો કે ખોદા બધાંનો પેદા કરનાર નથી, કારણ કે બીજાઓ તો માત્ર તેના હથિયારો છે જો એમ તકરાર લેવામાં આવે કે પ્રાણીઓ ઉત્પન્ન કરવામાં બીજાંઓની મદદની ખોદાને જરૂર પડી, તે તો તેવણ ઉપર એક ડાઘ છે, તો તેનો જવાબ એ છે કે તે તેઓનો માત્ર એટલા સબબસર ઉપયોગ કરે છે કે, જેઓ તેનાથી ઉત્પન્ન થવાના છે, તેઓ તેનું છેક નજદીકનું બળ ખમવાને શક્તિવાન નથી હોતા, કારણ કે તેઓ વાગળાં જેવાં છે, જેને સુરજની રોશનીનો ઝળકાટ ન ખમાવાથી, તેની રોશનીનો પડછાયો જોવાને માટે વચમાં ચંદ્રમા જોઇએ છે. બીજું એ કે, એક પાદશાહના મોભાને છાજતું નથી, કે નાનાં કામો પોતાના હાથે કરે, અને તેથી ખોદા નાના કામો તેના હાથ તળેની શકિતઓથી કરાવે છે.

( ૭૭–૧૬૪ ) વળી દસાતીરમાં માણસ મુગાં પ્રાણી ઉપર જે સત્તા ચલાવે છે, તે કાયદા પુર્વક છે કે નહિ, તે વિષે માણસ અને મુગાં પ્રાણી વચ્ચેની જુસ્સાદાર તકરાર બ્રાહ્મણ બાયાસ આગળ જરતોસ્ત વર્ણવતા જણાવવામાં આવે છે. તેનો નીચલો ટુંક સાર છે.

માણસ—માણસને વાચા છે, જ્યારે મુગા જનાવરોને નથી.

પ્રાણીઓ—મુગાં પ્રાણીઓ પોતાની ભાષામાં બીજાઓને પોતાના મનમાં જે હોય છે તે કહી શકે છે. જો આદમી તેઓની ભાષા સમજી નહિ શકે, તો તેમાં તેઓનો કસુર નથી. જો એક પુર્વના મુલકનો રહેવાસી પશ્ચિમના મુલકના રહેવાસીની ભાષા શમજી નહિ શકે તો તેમાં તે પશ્ચિમના મુલકના રહેવાસીનો કાંઇ વાંક નથી.

માણુસ-આદમીએ જન્મથીજ મુગાં પ્રાણીઓ ઉપર કાબુ મેળવ્યો છે.

પ્રાણીઓ—પણ વળી તેજ ખુદરતથી તેનું પોષણ કરવાને, અને તેનું રક્ષણ કરવાને, તેને માથે ફરજ નાખેલી છે. તેઓ ઉપર જુલમ કરવાનો માણુસને કાંઇ હક નથી.

માણુસ—માણુસ શોભાયમાન છે, અને દેખાવે શ્રેષ્ટાઇ ધરાવે છે.

પ્રાણીઓ-ચતુર લોકો પોતાના રંગરૂપને માટે મગરૂર થતા નથી; તે ઉપરાંત, સઘળાં જીવતાં પ્રાણીઓ, શરીરના અવયવોના જોડાણના બાબમાં એક સરખી સપાટીએ છે. વળી આદમીના અવયવોની ખુબસુરતીની તારીફની સરખામણી પ્રાણીઓના અવયવોની ખુબસુરતી સાથે કરવામાં આવી છે; દાખલા તરીકે કોઇને તિક્ષણ આંખવાળાં હરણ તરીકે વખાણવામાં આવ્યો છે, બીજાને તીતરની ચાલનો, ત્રીજાને મોરના જેવી કમરવાળો, વગેરે.

માણુસ—માણુસ કપડાં વણી શકે છે, ખોરાક પકાવી શકે છે, અને પીવાનું તૈયાર કરી શકે છે.

પ્રાણીઓ—માણુસના પોષાકની વસ્તુઓ પ્રાણીના ઉન, વાળ, અને ચામડીમાંથી પુરી પાડવામાં આવે છે, માણુસનો સૌથી મીઠો ખોરાક મધ છે, જે મધમાખી પોતાના શરીરમાંથી કાઢે છે.

માણુસ—માણુસો એક બીજાને ઘાટકી રીતે ફાડી ખાતા નથી.

પ્રાણીઓ—તેઓ મારી તો નાખે છેજ. ગયોમર્દના એક દીકરાએ પોતાના ભાઇની ખુબસુરત બાયડી મેળવવાને માટે તેને મારી નાખ્યો હતો, તેનો દાખલો જુઓ. વળી ખાવરાં પ્રાણીઓ ખુદરતીજ માંસ ખાઇને જીવવાને માટે સરજેલાં છે.

માણુસ—માણુસ ઘણી જાતનાં હથિયારો બનાવે છે, તેઓને તહરેવાર આકાર આપે છે, અને મંત્ર અને જાદુઇ હુનર સમજે છે.

પ્રાણીઓ—મુગાં પ્રાણીઓ પણ તેઓના માળા, ત્રીકોણ આકાર અને ચોરસ ઘરો, અને આશરો લેવાનાં મઠકો બાંધે છે, જેમાંનાં

કેટલાંક ઘણી ચતુરાઇથી બાંધેલાં અને મનોહર છે. કરોળિયો કાંઇ પણ શાળ વગર સુંદર જાળું વળે છે.

માણુસ—માણુસ કાગળ ઉપર લખીને પોતાના વિચારો જાહેર કરે છે.

પ્રાણીઓ—પ્રાણી, ' મઝહમ ' ( ખોદા ) નો ભેદ જીવતાં અંતઃ-કરણમાંથી, જીવ વગરના શરીરને જણાવતાં નથી.

માણુસ—માણુસો સલાહ સંપમાં અને બંદોબસ્તમાં રહે છે, અને તેઓમાં રાજા, વજીરો, સરદારો, વૈદો, ખગોળ શાસ્ત્રીઓ વગેરે હોય છે.

પ્રાણીઓ—મુગા પ્રાણીઓમાં પણ ચોકકસ વર્ગો છે, જેવા કે, કીડીઓ, મધમાખો વગેરે, જેઓ સંપુર્ણ સંપમાં અને વ્યવસ્થામાં રહે છે. મધમાખ અને કીડીઓના પણ પોતાના રાજા હોય છે. કોહલું તો એક રાજદ્વારી પ્રાણી છે એમ કહેતી છે. હાથીનાં એક ટોળાંને તેઓનો વડો એક સરદારની માફક દોરવે છે. કુતરો એક ચાલાક વૈદ છે, જે ચાટીને જખમ સારા કરે છે. મરઘો એક ખગોળશાસ્ત્રી છે, જે દિવસ અને રાતના કલાકો જાણે છે.

માણુસ—માણુસ નિર્ણય ઉપર આવવાની અને પારખી કહાડ-વાની શકિત ધરાવે છે.

પ્રાણીઓ—પ્રાણીઓમાં પણ તે છે, એટલુંજ નહિ, પણ કેટલીક વખતે તો માણુસ કરતાં વધારે છે. દાખલા તરીકે જો એક અંધારી રાતે એકસો મેઢાંઓ બચ્ચાંનો જન્મ આપે, તો દરેક મેંઢું પોતાનાં બચ્ચાંને ઓળખે છે અને ઘેટું પોતાની માયને ઓળખે છે. માણુસના બાબમાં એમ નથી.

માણુસ—માણુસો બહાદુર છે.

પ્રાણીઓ—પ્રાણીઓ પણ બહાદુર છે. માણુસની બહાદુરીની તારીફ કરતાં તેને સિંહ સાથે સરખાવવામાં આવે છે.

માણુસ—માણુસમાં ગ્નાન છે, જેથી તે એક હલકી પંકતી ઉપ-રથી ઉંચી પંકતીએ ચઢે છે.

પ્રાણીઓ—પ્રાણીઓમાં પણ જ્ઞાન છે, તેઓ ફુલને કાંટાથી પીછાણે છે.

માણુસ—જ્ઞાનમાં મૂળીયાં અને ડાંખળીઓ છે. મુગાં પ્રાણીઓમાં ડાંખળીઓ હોય છે, પણ જ્ઞાનનું મૂળ તો માણુસમાંજ હોય છે.

પ્રાણીઓ—પ્રાણીઓ પણ ચોકસ દરજ્જે તે ધરાવે છે, કારણકે દરેક જાતના જુદા જુદા રિવાજો હોય છે.

માણુસ—માણુસો એક બીજાને ચાહે છે અને જ્ઞાન વડે ફરેસ્તાઓની વહાલ ભરેલી ખાસીયત સુધી પોતાને ચઢાવે છે.

પ્રાણીઓ—પ્રાણીઓ પણ હેતવંતા પ્રાણીઓ છે. વળી જંગલી અને ઝનુની પ્રાણીઓ પણ જ્યારે તેઓને પાળવામાં આવે છે, ત્યારે બીજાંઓ તરફ હેત દેખાડે છે.

માણુસ—માણુસ તહરેવાર જાતના સારા ગુણ ધરાવે છે. પણ પ્રાણીઓ ફકત તેમાંનાં થોડાક છુટા છવાયા ગુણ ધરાવે છે. અગરજો માણુસ પોતાના સઘળા સારા ગુણોનો અમલ કરે તો તે ફરેસ્તાઓની સુખી હાલતે પહોંચે.

પ્રાણીઓ—તે ખરૂં છે, પણ નિર્દોષ પ્રાણીઓને મારી નાખવાનો માણુસનો એકજ ગુનાહ તેને ઉતારી પાડવાને, અને ફરેસ્તાઓનો બુલંદ દરજ્જો મેળવવાને તેને નાલાયક કરવાને પુરતો છે, કારણકે તેઓ એવું નિર્દોષ પ્રાણીઓને મારી નાખવું કદી કરતા નથી.

માણુસ—નુકસાનકારક પ્રાણીઓને મારી નાખવું કાયદાપુર્વક છે, કારણ કે તે, નસો ખોલીને, અસ્વચ્છ લોહી બહાર કાઢવા બરાબર છે. જો અસ્વચ્છ લોહી શરીરમાં રહે, તો તેથી દરદો ઉત્પન્ન થાય છે. તેજ પ્રમાણે જો નુકસાનકારક પ્રાણીઓને મારી નાખવામાં નહિ આવે, અને દુન્યામાં રહેવા દેવામાં આવે, તો તેઓ નિર્દોષ પ્રાણીઓને ઘણા હેરાન કરે.

આખરે ગયોમર્દે આ સઘળી તકરાર સાંભળીને પોતાનો ચુકાદો આપ્યો કે નિર્દોષ પ્રાણીઓને મારી નાખવું ગુનાહ ભરેલું છે, અને માણસને આવું દુષ્ટ કામ કરવાનો કાંઇ હક નથી. અને નિર્દોષ પ્રાણીઓને મારી નહિ નાખવાના કરારનામામાં, બીજાં પ્રાણીઓ ભેગા જો નુકસાનકારક પ્રાણીઓને દાખલ કરવામાં આવે, તો માણસો પણ તેઓને મારી નાખતાં અટકે, અને તેઓને પોતાના જેવાંજ ચાહે.

દસાતીરમાં એમ કહેલું છે કે બધાં પ્રાણીઓ આ ચુકાદાથી સંતોષ પામ્યાં, અને વરૂ અને મેંઢાંએ, સીંહ અને હરણે એક બીજા સાથે દોસ્તી કીધી, અને દુન્યામાં જુલમનો અંત આવ્યો.

જ્યાં સુધી જોહાકે આ કોલ તોડયો, અને પ્રાણીઓને મારી નાખવાનું શરૂ કીધું, ત્યાં સુધી આ મામલો ચાલુ રહયો. આ બનાવથી લગભગ બધાં પ્રાણીઓએ તે કરારનામું તોડયું. ફકત પાળી શકાય એજ પ્રાણીઓ પોતાના કોલને વફાદાર રહ્યાં.

દસાતીર પ્રમાણે આ લાંબી તકરારમાં ઘણા અગત્યના સવાલો સમાયલા છે, પણ આખી બાબદનો સારાંશ એ કે મુગાં પ્રાણીઓ ઉપર માણસની શ્રેષ્ટાઇ ત્યારેજ કાયદાપુર્વક કહેવાય, કે જ્યારે તે પોતાની વાચા, કરણી અને જ્ઞાનનાં બળનો વાજબી અને યોગ્ય ઉપયોગ કરે.

જરતોસ્તના બધાં શિક્ષણો વિષે બાયાસની ખાતરી થઇ, તેણે જરતોસ્તનો ધર્મ કબુલ રાખ્યો, અને હિંદુસ્તાન પાછા ફરતા પછી ત્યાં ફેલાવ્યો.

## સીકંદરને માટેની તાલીમની કેતાબ.

(૧-૧૬) પહેલી પદવીના ફરેસ્તાઓ તે બુદ્ધિ છે, જ્યારે બીજી પદવીના ફરેસ્તાઓ તે આત્મા છે. માણસને આત્મા છે અને તેટલા માટે તે બીજી પદવીના ફરેસ્તાઓમાં ગણાય. દરેક આત્માને પહેલી પદવીની બુદ્ધિની મદદ મળે છે. તે સાથે તેને શરીર અને ઇન્દ્રીઓની

મદદ છે. આદમીની અકકલ તે આ દુન્યાનાં ફરેસ્તાઓ છે, તેઓમાંના એકને 'મનશ' અથવા 'ખોએ' (અરબીક ખસલત અથવા તબીયત) કહે છે, અને તે કલેજાંમાં રહે છે. બીજી, જેને 'જાનવરી' અથવા 'જાની' ફરેસ્તો (ચૈતન્ય) તે અંત:કરણમાં રહે છે. ત્રીજી જેને 'રવાની' કહે છે અથવા આત્માનો ફરેસ્તો કહે છે, તે મગજમાં રહે છે. તેઓમાંના દરેકના હાથ તળેના કેટલાક હોય છે. 'જાનવરી' વર્ગના બે હાથ તળેનાઓ, અહેરેમન (સેતાનની) બાજુએ ગયા છે. એક શરીરની હદ બહારની મજાહ, અને બીજો ગુસ્સો, તે બન્નેને તારા કાબુમાં રાખ. આ ફરમાન પ્રમાણે જીંદગી ગુજારવાથીજ એક માણુસ બહેશતી થઇ શકે છે.

## ૧૫. સાસાન પહેલાની કેતાબ.

[આ સાસાન પહેલાની કેતાબમાં તેના વંશજો સાસાન બીજાએ ફીલસુફી ભરેલાં નિબંધોથી ભરપુર ઘણી લાંબી સરેહો લખી છે. તે બધાંનો અહિયા ટુંક સાર આપવો ઘણું લંબાણ થઇ જાય. તેથી હમો થોડાક ટીકા આપીને સંતોષ પકડીશું, અને વાંચનારને ખુદ તે કેતાબ જોવા કહીશું.

(૧–૨૨) સાસાન પાંચમો નીચલી ફીલસુફી ભરેલી કેતાબોનાં, તેઓના કર્તા સાથે નામ આપે છે.

| ચોપડીનાં નામ. | કર્તા. |
|---|---|
| (૧) જાવીદાને ખેરદ. | હોશંગ પેશદાદ. |
| (૨) બરીન ફરહંગ. | તેહમુરસ્પ દેવબંદ. |
| (૩) ફરાજીને અરવંદ. | જમશેદ. |
| (૪) હુનરસ્તાન. | ફરેદુન. |
| (૫) દાનેસાર. | કએખુશરૂ. |
| (૬ સરોષે કેરદાર. | કએખુશરૂ. |

આમાંની ફકત પહેલીજ ફારસી ભાષામાં મળી આવે છે, અને તે ફારસી અક્ષરે લખાયલી છે.

ચોકસ એક ખોદાની હસ્તી નહિ સ્વીકારવાની તકરારો, જેવી કે જગદીશ્વરીમત, દ્વીઇશ્વરીમત, અને બીજાં મતોનો રદીયો આપતાં સાસાન પાંચમો ઉપર જણાવેલી કેતાબો, તેમજ આપણી વર્ણવેલી દસાતીરથી જુદી એક વધારે મોટી દસાતીરની, તેમજ તેની પોતાની ઘણી મહેનતે લખેલી સરેહોનો વારંવાર ઇસારો કરે છે.

સાસાન પહેલાનું વિશેષ નામ આઝર–સાસાન હતું. તે દારાનો દીકરો હતો, જે શાહનામા પ્રમાણે કીયાની વંશનો છેલ્લો રાજા હતો. દસાતીર કહે છે કે તેને ખાતર ખોદાએ ઇરાની લોકોનાં પાપ માફ કીધાં, અને તેના ખેશી અરદેશરને સાસાન્યાન વંશનો સ્થાપનાર બનાવ્યો. સાસાન પહેલાને માટે તેનો કુટુંબી સાસાન પાંચમો જણાવે છે કે જયારે સીકંદરે ઇરાન જીત્યું, ત્યારે તે, જો કે તેનો ભત્રીજો થતો હતો, (કારણકે દસાતીર પ્રમાણે સીકંદર દારાનો ભાઇ હતો) હિંદુસ્તાન નાસી ગયો, અને એક ગુફામાં બેસીને ખુદાની ભકિતમાં મશગુલ થયો. તેથી ખોદાએ તેને બુલંદ દરજે ચઢાવ્યો, અને તેને પયગમબર બનાવ્યો. તે હિંદુસ્તાનમાં મરણ પામ્યો. પોતાના મરણની આગમજ તેણે પોતાનો દીકરો જીવનાસ્પ, જેને આઝર–સાસાન બીજો કરીને કહેતા હતા, અને જે ઘણી વાતે પોતાના બાપને મળતો આવતો હતો, તેને કાબુલીસ્તાન જઇને પોતાના ખેશી અરદેશર, જે કીયાની રાજા બહમનથી સીધી ઓલાદે ઉતરી આવેલો હતો, તેને ખોળી કાઢવાને, અને તેને, ખોદા તરફથી તેને જાહેર કીધેલી કેતાબ આપવાને ફરમાવ્યું હતું. ત્યાર પછી અરદેશરને સાસાન પહેલા તરફથી સ્વપ્નામાં તેના પોતાના દીકરા જીવનાસ્પ વિષે ખબર મળી, જે ઉપરથી અરદેશર કાબુલીસ્તાન ગયો, જીવનાસ્પને વહાલથી ભેટયો, અને તેને ઇસ્તખર લઇ આવ્યો, અને તેની સાથે મસલહત કરીને તેણે ઘણા સંજરસ્તાન, એટલે કે સેતારાઓની મુર્તિઓને અર્પણ કરેલાં

દહેરાં બાંધ્યાં. તે વખતથી, તે સંજરસ્તાનો જીવનારપના વંશજોની અંગત દેખરેખ હેઠળ હતાં. દસાતીર વધુ કહે છે કે તે સંજરસ્તાનો તરફના અરદેશરના ભક્તિભાવને લીધે, બીજા રાજાઓએ તેને પોતાના શહેનશાહ તરીકે કબુલ રાખ્યો.

(૩૯–૪૦) સાસાન પાંચમો આબાદીયન ધર્મ એટલે ખોદાએ બહાલ રાખેલો ધર્મ સમજે છે.

(૪૧–૫૩) ઇરાનમાં મુસા, ક્રાઇસ્ટ, માની, મઝદક અને મહમદની દીન પાળનારાઓના આવવા વિષે, સાસાન પહેલાની આગાહીઓ, અને તેઓના ધર્મમાં વટળી નહિ જવાનો તેમને આગ્રહ. વળી બેહરામ–ચુબીન, ફ્રેરોખઝાદ, શીરોએ, અને બીજાઓના વખતમાં ઇરાનમાં બનનારા રાજદ્વારી બનાવો વિષેની તેની આગાહીઓ.

(૫૪–૭૯) વળી આરોબોના ઇરાન જીતી લેવા વિષે, અને સંજરસ્તાન અને આતશકદેહોને ઠેકાણે મસીદો બાંધવા વિષેની તેની આગાહી. ઇરાનીઓના મુસલમાન ધર્મ અખત્યાર કરવા વિષેની, અને મુસલમાન આલમનું ધણીક જાતોમાં વહેંચાઇ જવા વિષેની, અને અરબ શહેનશાહતનું તુરાનીઅનને હાથે જીતી લેવાવા વિષેની તેની વધુ આગાહીઓ.

(૮૦–૯૩) શીઆવક્ષના દીકરા કએખુશરૂએ રચેલી સરોશે–કેરદાર નામની કેતાબના ફરમાન પ્રમાણે, સાસાન પાંચમો દરેક કામમાં મધ્યમપણું જાળવવાને, ઉત્તમ અને બુલંદ સદગુણ તરીકે શીખવે છે.

## ૧૯. સાસાન પાંચમાંની કેતાબ.

(૧–૧૬) અગરજો કોઇ ખોદાને બરાબર રીતે શોધે, તો તેને પહોંચવાને કોઇ નિષ્ફળ થતું નથી. દરેક જણ પોતાનાં જ્ઞાન અને ડહાપણનાં ભંડોળના પ્રમાણમાં ખોદાને પહોંચે છે. ગુનાહ બે મૂળમાંથી ઉત્પન્ન થાય છે ૧) અજ્ઞાનપણું ૨) પ્રીત.

(૧૭–૪૧) ઇરાની લોકો વિષે, અને પછી આવતા હજારામાં તેઓની ચઢતી વિષે સાસાન પાંચમાંની આગાહી.

સાસાન પાંચમાએ ધર્મશાસ્ત્રની આ કેતાબ ખુશરૂ પરવીઝના વખતમાં ખોરાસાનમાં આવેલાં મર્વ શહેરમાં મેળવી હતી. કોઇએબી તેને રાજા અથવા પેગમ્બર તરીકે કબુલ રાખ્યો ન હતો, તોપણ તે આશા રાખે છે કે ભવિષ્યના હજારામાં તેનો ધર્મ કબુલ રાખવામાં આવશે.

